# તાવીનો સનેપાત

અને

# વાંઢાના વીલાપ



કર્તા.

તરૂવર ઉભા ંમ રહે, કવી કહો પૃથુરાજ
જોડી બે ભેગા કહે, સતાવીસને કાજ

M. J. Desai
3 rd Bhoiwada, Bhuleshwar,
BOMBAY.



સંવત ૧૯૬૭ પ્રત. ૧૦૦૦ આવર્તી પહેલી

કીંમત. રૂા. ૦-૧-૦

# સતાવીના દસા પોરવાડની નાતમાં તડ પડવાથી ચાલતો કન્યાવીક્રયનો વાંધા વીલાપ.

## તાલ પહેલો.

રાગ પ્યારી વાતો મધુરી કરો પ્યારની કંઇ ખાતર કરો દીલદારની
એ રાગનુ ગાયન છે.

સુણો વાતો મધુરી કહુ વાહલની ગાઉ હાલત સતાવીના ખ્યાલની.
બધી દુઃખ ભાજી મુકી ચાલની કરજો કીમત શેઠાઇઓની સાલની
ઝગડા ચાલે વાંઢાને બાળે, મોટાઇઓ શેઠાઇઓ કેવી હાલની.
જુવો મોટાઓ શેઠાઇઓ.
કેવી હાલની સુણો વાતો મધુરી કહુ વાહલની.
ગાઉ હાલત સતાવીના ખ્યાલની

વન્સમોર. વન્સમોર. વન્સમોર.

---

રાગ. ધન ધન ભદ્રકાળી, મેં તો જોયાં નજરે ભાળી.
એ ત્રણ દરવાજાવાળી, માનાં કયાં દરસન એ રાગનુ.
બીજો રાગ—જુવો કલજુગનો કાલ, ચાલે ધરતી ઉપર હાલ.
ધર્મ ડુબ્યો છે પાતાલ સમજો મારા દીલદાર.

## ખ્યાલ નંબર ૨.

કોણ કરે પંચનો ખ્યાલ કેમ બન્યા છો એ હાલ.
ચાલે ખડા વગરનો ચાલ, સમજો મારા દીલદાર.
મતી સૌની ભ્રષ્ટ થઇ, મોટાઇ સૌની નાસી ગઇ.

વાત કહેવાની ના રહી, દીલમાં કરો વીચાર.
વેલ કાડી વાળ્યો દાટ, કન્યાવાળા ગડે ઘાટ.
ફોડી નાખે સૌનાં ટાટ કોઇ સુણો પોકાર.
પહેલાં આવું ન હોતુ થાતું આતો માથા સાટે માથુ.
ઉપર ખાવા માગે ભાતુ આવા ચાલને ધીકાર.
પંચે ગરીઓના સારૂ વેલનું ઊંધ્રાડયુતુ બારૂ
સરવે કરવા લાગ્યા કારૂ, મારો જુતીનો માર.
મતી સૌની ભ્રષ્ટ થઇ. મોટાઇ સૌની નાસી ગઇ.
વાત કહેવાની ના રહી, દીલમાં કરો વીચાર.

ગણી કીધી માથાકુટ, આપી વેલ ચલાવા છુટ.
વચ્ચે ગણી પડે છે તુટ, ત્યારે થાય છે, મરો.
માટે સરવે ભેગા થઇ, મારી અરજી ધ્યાન લેઇ,
સરવે શેઠીઓની કહી, તડ ભેગાં કરો.
પછી બાંધો જકડી બંધ, વેલનો કાડી નાખો ફંદ.
છુટ સાથેનો સબંધ, એવા ઠરાવ કરો.
લેવી દેવી કન્યા છુટ, બીજી કંઇ નહી માથા કુટ.
આપવા લેવા પગના બુટ, એવા રીવાજ કરો.
જયારે કન્યા વીક્રય જાશે, ત્યારે ગોર સારો બંધાશે.
બધી નાત સુખી થાશે, મારૂ કહયું કરો.
હાલના દુઃખની શી કહુ વાત, વેલથી કેટલો છે સંતાપ.
વાંઢાઓનો સનેપાત. જેસે તેવું કઇ કરો.

જેની બધરી મરી ગઇ, જીંદગી તેની એળે થઇ.
કહે છે સતાવીસનો રહીસ, પેટુ ઊભુ કરો.
પેટા વીના કન્યા નહી, નાનુ મોટુ શોધો કઈ
કોઇને કાકા મામા કહી, ખીસુ ખાલી કરો.
જો હસે પેટુ નાનુ, ઉપર આપવુ પડશે છાનુ.
પડયુ સતાવીમાં પાનુ, વગર મોતનો મરો.
પંચની કોઇને નથી બીક બધુ ચાલે ઠીકા ઠીક.
જો ના હોય તો માગો ભીખ, હુંડી પુરી કરો.
ટુટે પંચે કોન ધણી, સૌને અકરામણ છે ગણી.
જુવો ગરીબોના ભણી, મોટા શેઠ સાહુકાર.
મતી સૌની ભ્રષ્ટ થઇ. મોટાઈ સૌની નાસી ગઇ.
વાત કહેવાની ના રહી, દીલમાં કરો વીચાર.
વેલનુ કાડી નાખો સાલ, સાટે પેટેથી બે હાલ.
વધ્યો કન્યા વીક્રય ચાલ, થઇએ વસ્ત્ર લોચન.
રૂપીઆ ભરવા કયાંથી લાવી, તેની બતાવો કોઇ ચાવી.
તટે નાખ્યા છે મુઝવી, ભેગુ કરે તેને ધન.
મોટા બેઠા છે મરડાઇ, ગરીબો જાય છે ભરડાઇ.
કલમો ગઇ છે થરડાઈ, જુવો સતાવીના દન.
માટે સમજો સરવે ભાઇ, દુઃખ બતાવ્યું છે ગાઇ.
અંદર અંદરની સગાઈ, સૌનાં દુઃખે છે મન.
મુકો મોટાઇની શેહાઇ કલમો જાય છે કુટાઇ.

મુડી નકામી લુટાઇ, જુવો શેઠાઇનો સાર.
મતી સૌની ભ્રષ્ટ થઇ, મોટાઇ સૌની નાસી ગઇ.
વાત કહેવાની ના રહી, દીલમાં કરો વીચાર.
પહેલાં હતી બીજી છુટ કાઠીઆવાડીઓ સપુત.
પુરી કરતા હતા ટુટ, તેનો થયો બંદોબસ્ત.
બંધ બાંધ્યો કાઠીઆવાડી, ભેગા મળ્યા ઝાલાવાડી.
આપે ગુજરાતીને લાડી, તેને શીક્ષા સખસ્ત.
જુવો કાઠીઆવાડી કોડ, નાતનો કેવો બાંધ્યો કોટ.
સાથે ઝાલાવાડી ભેટ, થઇ બેઠા છે મસ્ત.
કટ તેવા તમો બાંધો. ઝટ ટુટયાને તો સાંધો.
નાતનો કાઢી નાખો ફાંદો, થશે સતાવાનો વટ.
જુવો કરતાં આજકાલ, ટુટે કેટલી થઇ ગઇ સાલ.
ગાયો સતાવીનો ખ્યાલ, તમો સુણો સરદાર.
મતી સૌની ભ્રષ્ટ થઇ, મોટાઇ સૌની નાસી ગઇ.
વાત કહેવાની ના રહી, દીલમાં કરો વીચાર.

## નંબર ૩.

રાગ-કરવુ હોય તે કરે, કસ્ને કરવું હોય તે કરે એ રાગનું ગાયન છે.

ટંટો સૌને નડે, પંચનો ટંટો સૌને નડે,
કોઇ ભેગુ કરનારો મળે, પંચનો ટંટો સૌને નડે.
મોટા સાથે વાત કરી કોઇ, નાત સુધારો કરે.
મળો બધા મોટાને જઇને, સુ બેઠા છો ઘરે. પંચનો ટંટો૦

દીકરી વાલા દારજ વાળે, વાત ઉંતારો ગળે.
વેલ વધી સોંઘો સુતારો, કાપનાર કોઇ મળે. પંચનો ટંટો૦
પેટુ સારુ થઇ ગયુ ખારુ સૌની આંખે ચડે.
તડ તુટવાથી દુઃખની વાતો કોની આગળ રડે. પંચનો ટંટો૦
દીકરીવાલા કહે સરવને શું કામ બીજા બળે
વાંદા કહે ક્યાંથી દઇ ભરવા પેટાં માંચા પડે પંચનો ટંટો૦
દીકરીના દમડા લીધાથી કોઇ નહી ઉચાનરે.
જ્યાં નાખો ત્યાં ઊંધુ વાળે, મીઠા માફક ગળે. પંચનો ટંટો૦
વેલ્યોને કાઢી નાખો ભાઇ, અર્થ કોઇના નાસરે.
સાટાંને સાખાંમણ દેજો વાંદા ગણા કરે. પંચનો ટંટો૦
સાણા સમજી સબંધ બાંધો, છુટે કન્યા વરે.
ગરીબ બીચારા બાપડો વીનાના ઝુરી ઝુરીને મરે. પંચનો ટંટો૦
કુટયાને તાણી બાંધી જે ધારા આવા કરે,
કરે સુધારો આસીસ તેને, વાંદાઓની કૂળે.
પંચનો ટંટો સૌને નડે કોઇ ભેગુ કરનારો મળે. પંચનો ટંટો૦

---

## શેઠાઇનાં સુખ અને નાતમાં ચાલતાં દુખ.

રાગ—પચીસાની રેલનાં પાણીરે, દાણાના કોઠીઓ તાણીરે એ રાગ.

વાતે બધુ વેલને કાઢીરે,
સાટે પેટે નાત બગાડીરે.
ગાવુ દુઃખ કોના અગાડીરે વાતે બધુ૦
સતાવામાં સનેપાત પેઠાયા નાતનો કુટયો ગોર,

ઘેર ઘેરના શેઠીઆ થઇ ગયા, બંધના છુટયા દોર.
કાયદાની કલમો કાડી, કન્યાઓની વેલ ઉઘાડી.
સતાવીની રીત અગાડીરે, વીતે બધુ વેલને કાડીરે.
પંચમાં પંચાત કરવા માટે, ઊભી થઇ લડાઇ.
બકરૂ કાડતાં ઊંટ પેસી ગયુ, ગામમાં થઇ ભુડાઇ.
અદાવાદી ગામના કાડી, માંહોમાંહે નાત બઝાઢી.
મોટાઇની રીત સીખાડીરે વીતે બધું વેલને કાડીરે.
ઊચુ નીચુ સૌ મનથી કાડી ભેગા મલો સૌ ગામ.
એક માળાના મણકા છો ભાઇ, મુકો મોટાઇનાં નામ.
સામા સામી કસમાં આવી, ગાંઠની તો મુડી ગમાવી.
લાયકાતોની લેન ઊઘાડીરે વીતે બધુ વેલને કાડીરે.
ચાર લીટાને સાણાઓને ઉપર મુકયો બોધ.
સમ છે વાંઢાના સનેપાતના, જે રાખે વીરોધ.
ભેગા મળો ભાઇઓ જાણી પીઓ કસુંબા પાણી.
બાંધો પછી કાયદા તાણીરે વીતે બધુ વેલને કાડીરે.
વેલ કાડયાથી વધી ગયાં છે, કન્યાઓનાં મુલ
બેટી સાટે બાપ પરણે, કેવી મોટી ભુલ.
સાટાં પેટાંને બાળો, વાંઢાના દુઃખને ટાળો.
છુટનો સબંધ રૂપાળોરે, વીતે બધુ વેલને કાડીરે.
વાંઢાના સનેપાતના કોઇ રોગને મટાડો.
નહી તો ફરતા ફરતી આવશે સૌને એક દહાડો.

પછી પેટાં પીડે ઉપાડી. લેવા નીકલજો લાડી.
ભાખુ હુવાણી અગાડીરે, વીતે બધુ વેલને કાડીરે.
ગોર વીના સૌ દોર થયા છે, મોડના મુકે સૌ.
કાકાના ભત્રીજા થાસો, દેખુ એવું કહુ.
સતાવીની સોભા સારી કાયદાની કલમો ભારી.
ભેગાં થાએ બલીહારીરે, વીતે બધુ વેલને કાડીરે.

**કવીતઃ**

નાનકે કુસંપમેં, જંપ નહી જીવનકુ વાંધાઓ કુકાટ.
સાંધ જાનો કોઇ જાનો, કભી મીલે કભી મીલે.
શોચ સબ ગામનકુ પંચકુ મીલાદે એસો પાકે કોઇ દાનો.
નીતીકો રીવાજ ગયો, વેલસેકુ ચાલ ભયો.
વાંઢાઓકો દુઃખ કછુ માનો ના માનો.
દુટનેસે છુટે નહી, ગાંઠ ભઇ મહી મહી.
ઝુકેસો ઝુકાવો યારો, મુકો ખેંચ તાણો.
કેહત હું મેં બેર બેર, પંચમેસેં ગએ શેર.
ઝેર અની વેર કીએ, સુખ નહી માણો.

---

## વાંઢાનો વીલાપ.

રાગ. ભરથરી મદીરે કરાવુ રંગ મોહલમાં રાખુ ગુપ્ત અવાસજી એ રાગ.

ઝગડો ચાલેરે જે વાતનો, કેવી રીતે સંધાયજી.
સરવે મળીને સલાહ કરો, ભેગા બેસી સૌ ખાયજી. માજન મળી
તમે સાંભળો.

છોકરવાદીરે છોડો તમો, તાયફા જૂવે છે લોકજી.
જુદારે જુદા થઇ શું ફરો, કાયદા થઇ ગયા ફોકજી. માજન મળી૦
કોનેરે કહેવુ દુ:ખ નાતનું કોઇ ધરે નહી ધ્યાનજી
મોટારે ફુલેકાં ફેરવે, તતુડે ફુકુ છું કાનજી. માજન મળી૦
વાંઢા રૂવેરે વીત્યા તણી, વાતો કો ને કહેવાયજી.
કન્યારે વાલે કેર આદર્યો, માગ્યાં કેમ અપાયજી. માજન મળી૦
કુસંપમાંરે કાયદા ગડી, કાયદા કીધા છે છુટજી.
ભેગારે મળે બાંધી આપજો, દેસી પગના તો બુટજી. માજન મળી૦
સંપી ધારારે એવા બાંધજો, પાકાં કરજો લખતજી.
ગેતાલીના એકડા તણાં, જુવો કેવી છે પતજી. માજન મળી૦
કારૂરે કરે કોઇ વાતમાં, નાતમાં આપે ના કોઇજી.
કલમો તેવીરે ગડાવજો, તેમના ચોપડા જોઇજી. માજન મળી૦
થોડુરે લખ્યુ ઘણુ માનજો, હજાર વાતોની એકજી.
રાવણ સરીખા નો ના રહ્યો, અભીમાનીનો ટેકજી. માજન મળી૦

---

## સતાવીસનો ગોર બધો ભેગો મળી જાય છે તેવું સાંભળવાથી ખુસાલીની ભલામણ.

થયા છો રે પતી તેજ પ્યારી તનનાં ઉર હસી વરી આજે એ રાગ.

થયા છોરે પ્રીતે કરી તનના સૌ. ભેગુ મળવા કાજે.
તનના સૌ ભેગુ મળવા કાજે.
છેલ છબીલાઓ રૂડા રંગીલાઓ કાજ કરો પ્રખ્યાત

જેવાઆગે થઇરાગે ચોતલાગે રીસત્યાગેથી
સૌ સુધરીજ્નએ થાઉ તન મનથી રાઇ. થવા છોરે૦
કૃષ્ણુ કૃપાથી ભેગા ભેગાવવા દીલમાં સૌ ચોત ચહાય
નોંતુ નક્કી મળાવા વક્કી મુકી જક્કી ખરાપક્કા ના
ગોર ભેગો મળાવાની ખબર મળી આજે થવા છોરે૦
પેહેલ થતાં તે નાંખ્યાં તોડી કોરવંડ સૌ સાથ.
માટેએવું ફરીતેવું શુંકહેવું દુઃખ સેહવું પડે કહુ.
ઘડી ઘડી ફરતાં ભેગા પ્રેમ વાધે થવા છોરે૦

## ભોજા ભગતના ચાબખા

**રાગ=જોઈ લ્યો** જગતના બાવા ધર્યા ભેખ ધુતીને ખાવા એ રાગ.

નાતમાં કારૂ કરે જે ભાઇ તેનો ગુનો પુછે ના કોઇ
અનીતિનો હવે અધ ના રહ્યો, બધી નાતને મુકીરે વગોઇ
વધુ કહેતાં વધી જાય છે બોલવું માથે આવે ખોટાઇ નાતમાં૦
માટે મરમમાં ધરમ બતાવું છું કરમ બતાવું ના કહી
ઉઘાડું કહેતાં શરમો આવે છે પણ સૌએ મુકી સપુતાઇ નાતમાં૦
તડ પાડી બધી નાતને બગાડી, બીક માથે તે કોઇની ના રહી
ગળે રહ્યાં જોતરાંને લગામો હાથમાંથી તાંણા તે તાંણુમાં ખોઇ નાતમાં૦
ભેગા મળો વાત ધ્યાનમાં ઉતારો દુઃખ આગળ બતાવ્યાં જે ગાઇ
કન્યાને લાવતાં ભવની કમાણીને નાંખવી પડે બધી ધોઇ નાતમાં૦
સાંધો તડો કે ચાહાય વાંધા ગડો હવે બેશી રહેતા નહી જોઇ
કન્યાઓવાળા ઉભા ચીરે તેના રસ્તાની કરજો સોઇ. નાતમાં૦

## છેલ્લી સલામ

સૌને હમારા પરણામ ગાઇ દુઃખની વાતો  સૌને અમારા પ
નાતી રીવાજોથી કંટાળીને કરવું પડયું છે આ કામ
ખોટું ખરૂ ભાઇઓ દીલમાં ના ધરશો સૌને કરૂ છું હું સલામ
વાંકો ચુકો કોઇ બોલજો હોયતો માફ કરજો તે તમામ
સલાહ સંપથી ભેગા મળોને સરવે સતાવીશ ગામ
કુસંપમાં જુવો કૌરવો આગળ થઇ ગવા ફ–ના મુકામ
કહ્યા કુધારા તે વહેલા સુધારજો છેલ્લી બાકીના રામ રામ
સૌને હમારા પરણામ ગાઇ દુઃખની વાતો સૌને હમારા પરણામ.

